॥ ॐ ॥

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन.



# પ્રાર્થના પ્રકાશ

સંપાદક, પ્રેમાનંદ

પ્રકાશક યુવક મંડળ

સંવત ૧૯૯૨ | વીરસદ. | સન ૧૯૩૬

આવૃત્તિ પ્ર ૫૦૦

મૂલ્ય સદ્વર્તન

# ગુજરાતી [illegible] સંગ્રહ

ઘણાં ભાઈ બેનો મારી પાસે ભજનોની માગણી કરતાં હોવાથી ને પ્રાર્થનાના મંત્રો પણ માગતાં હતાં તેથી આ એક નાનું પુસ્તક છાપી તે સર્વેના કરકમળે વિના મુલ્યે અર્પું છું. તેમાંના પ્રાર્થનામંત્રો ને હૃદયપ્રેરક ભજનો કંઠે કરી તે પ્રમાણે વર્તન કરવા પ્રયાસ કરશો તો આ પુસ્તક વિના મુલ્યે વહેંચવાનું સાર્થક થશે 'પાગલ' નામનાં જે ભજનો છે તે મારાં બનાવેલાં છે. ને અન્ય કવિઓનાં પણ પ્રેરક ભજનો લીધાં છે. તે બદલ તેમનો આ સ્થળે આભાર માનું છું મારી પાસે ભજનો ને લોકસાહિત્યનાં ગીતોનો સંગ્રહ પડેલો છે પણ કાગળની મોંઘવારીને લઈને ટુંકમાં સંતોષ માનીને જેમણે આ પ્રગટ કરવામાં પ્રેરણાઓ આપી છે, તે સર્વેના આભાર માની વીરમીશ ઓમ શાન્તિઃ

પીપળાવ
તા ૨૪-૧૨ ૩૯

યોગાનંદ

આ પ્રાર્થના પ્રકાશ "શ્રી બોરરૂદ પ્રિન્ટીંગ પ્રેસ" બોરસદમાં પટેલ મનોરભાઈ ફુલાભાઈએ પ્રકાશકને માટે છાપ્યું.



**ઓ૩મ્ સહનાવવતુ-સહનો ભુનકતુ, સહ વીર્ય કરવાવહૈ તેજસ્વીના, વધીતમસ્તુ માવિદ્વિશા વહૈ. (૧)**

હે પરમાત્મન્ અમ શ્રોતા અને વકતા તથા ગુરૂ અને અને શિષ્યનું સાથે રક્ષણ કરો, સાથે પાલન કરો, અમે સાથેજ બળને પ્રાપ્ત કરીએ. અમારૂં અધ્યયન (વિદ્યા પ્રાપ્તિ) બળવાન હો અને અમે અરસપરસ કદી પણ દ્વેષ ન કરીએ.

**ઓંકારં બિંદુ સંયુકતં નિત્યં ધ્યાયંતિ યોગિનઃ,**
**કામદં મોક્ષદં ચૈવ ઓંકારાય નમો નમઃ ૨**

બિંદુ સહિત ઓંમકાર (પ્રભુનુ હુકુ નામ) જેનું યોગી પુરૂષો. નિત્ય ધ્યાન કરે છે અને જે કામ તથા મોક્ષના દાતા છે. તે પરબ્રહ્મ ઓ૩મ્કારને વારંવાર નમસ્કાર કરૂં છું.

**અસિત ગિરિ સમં સ્યાત્ કજલં સિન્ધુ પાત્રે,**
**સૂર તરૂવર શાખા લેખિની પત્ર મૂર્વી.**
**લિખતિ યદિ ગ્રુહિત્વા શારદા સર્વ કાલં.**
**તદપિ નવ ગુણાના મીશ પારં નયાતિ. (૩)**

નીલપર્વત જેટલું કાજળ હોય, મહાસાગર સમાન ખડીઓ હોય, કલ્પવૃક્ષની ડાળીની કલમ હોય, પૃથ્વી જેવડો

કાગળ હોય. અને તે લઈને સરસ્વતી સદાકાળ લખ્યા કરે તો પણ હે નાથ આપના ગુણોનો પાર આવે નહિ.

**ત્વમેવ માતાચ પિતા ત્વમેવ,**
**ત્વમેવ બંધુશ્ચ સખા ત્વમેવ,**
**ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ,**
**ત્વમેવ સર્વં મમ દેવ દેવ. (૪)**

તમેજ માતા અને પિતા છો. તમેજ બંધુ અને તમેજ મિત્ર છો, તમેજ વિદ્યાને તમેજ દ્રવ્ય છો. અને હે દેવોના દેવ, તમેજ મારૂં સર્વ કાંઈ છો.

**કાયેન વાચામનસેન્દ્રિયૈર્વા,**
**બુધ્ધાત્મના વા પ્રકૃતે: સ્વભાવાત્.**
**કરોમિ યદ્યત્સકલંપરસ્મૈ,**
**નારાયણા યેતિ સમર્પયામિ. (૫)**

કાયાથી, વાણીથી, મનથી, ઇંદ્રિયોથી, બુદ્ધિથી, ચિતથી, અહંકારથી, કિંવા પ્રકૃતિના સ્વભાવથી જે કંઈ કરૂં છું તે સર્વ હે પરબ્રહ્મ નારાયણ! આપના ચરણ કમળમાં સમર્પણ કરૂં છું.

**ગુરૂ બ્રહ્મા ગુરૂ વિષ્ણુ ગુરૂ દેવો મહેશ્વર:,**
**ગુરૂરેવ પરંબ્રહ્મ તસ્મૈ શ્રી ગુરવે નમ: (૬)**

ગુરૂ એ બ્રહ્મા સ્વરૂપ, વિષ્ણુ સ્વરૂપ અને શંકર સ્વરૂપ છે. ગુરૂજ પરમ બ્રહ્મ છે. (બ્રહ્માની પ્રાપ્તિનો માર્ગ બતાવ-નાર હોવાથી) માટે આવા ગુરૂને અમારા હાર્દિક નમસ્કાર હો.

**મુકં કરોતિ વાચાલં પંગું લંઘયતે ગિરિમ,**
**યત્કૃપા તમહં વંદે પરમાનંદ—માધવમ્ (૭)**

જેની કૃપા મુગાને વાણી વડે વિભુષિત કરે છે. પાંગળાને પર્વત ઓળંગાવે છે, તે પરમાનંદ સ્વરૂપ માધવને હું વંદન કરૂં છું.

**ઓરૂમ્ સર્વેડત્ર: સુખિન: સર્વે સંતુ નિરામયા:**
**સર્વે ભદ્રાણિ પશ્યંતુ માકશ્ચિત્ દુઃખ ભાગભવેત. (૮)**

સર્વ પ્રાણી માત્ર સુખી થાઓ, સર્વ ભયરહિત થાઓ, બળવાનું થાઓ, કોઈને કોઈપણ વખત દુઃખ કે સંકટ ન થાઓ. હે સ્વામિન ! અમારો એજ શુભ સંકલ્પ છે. આપ એનો સ્વિકાર કરો.

**ઓં પૂર્ણ મદઃ પૂર્ણમિદં, પૂર્ણાત્ પૂર્ણ મુદચ્યતે,**
**પૂર્ણસ્ય પૂર્ણમાદાય પૂર્ણ મેવા વિશિષ્યતે. (૯)**

ઈશ્વર પૂર્ણ છે, આ જગત પ્રભુથી પૂર્ણ છે. પૂર્ણ જગતને પૂર્ણ પરમાત્માએ બનાવ્યું છે. પૂર્ણમાંથી પૂર્ણ થવાથી પૂન: પુર્ણ શેષ રહે છે.

## સત્યની શોધ.

કોઈ ખોજત હૈ જંગલ બનમેં,
કોઈ ખોજત હૈ નદીકે જલમેં;
કોઈ ખોજત હૈ ગિરિ ડુંગરમેં.
મેં ખોજત હું અપને મનમેં;

કોઈ ઢુંઢત હૈ જઈ દેવળ મેં.
કોઈ ઢુંઢત હૈ ગિરિજા ઘરમેં;
કોઈ ઢુંઢત હૈ જઈ મક્કામેં.
મેં ઢુંઢત હું અપને તનમેં;
કોઈ ખોજ કરત ઝમઝમ જલમેં
કોઈ ખોજ કરત ગંગા નીરમેં;
કોઈ ખોજ કરત કીતાબોમેં
મેં ખોજ કરત અપને દીલમેં;
કોઈ રોજારખ નિમાઝ પઢત
કોઈ દુઃખ ધરત સારે દીલમેં;
મય ક્યા ખોજું મય ક્યા ઢુંઢું.
મય પાગલ હું અપને પિન્ડમેં.
'પાગલ'

## ચાબખો.

ભજન આજ એવાં ગાઓ, મારાભાઈ મરેલાં મડદાં બેઠાં જાય થઈ.
ભજન આજ એવાં ગાઓ, મારાભાઈ બીજાનાં ગાણુંગાયાં બહૂ ભઈ.
ગેરીધરલાલની ભગત મીરાંબાઈ, ગરબી કુદી કુદી ગઈ.
મીરાંએ વખડાં ઘોરી પીધાં, અલ્યા તારાથી ધાડ શી મરાઈ ભઈ.
ધ્રૂવજી બાલકડે વગડો વસાવ્યો, ને અલખની ધુન મચાવી.
તારા જીવનની મીઠી પરોઢ, તેં ઉંઘી ઉંઘીને વીતાવી. ભઈ.
મોરધ્વજ રાજાએ કરવત મુકાવ્યું આંખે ના રાતી થઈ.
પ્રભુને કાજે પૈસા દેતાં તારા કાળજામાં લાય લાગી ગઈ ભઈ.

સતીયા લોકોની વાતો લાંબી, એને કાયાની માયા ન કંઈ,
માથુ મેલીને ભકિત કરી ત્યારે, દુનિયામાં નામના થઇ. ભઈ.
કરમ ધરમ કે સમજ જાતે, ના બીજાનું ગાયું ગઇશ
ભજન ગાએ તને તારી લેશે, એમ સમજ્યો તો લટકી
જઇશ. ભઈ.

જાતે છે તરવું ને જાતે ઉપડવું, કોઇનું ના ચાલે કંઈ
કોયો ભગત કહે અક્કલ પરતાપે, વાવ્યું તે ઉગે ભાઇ ભઈ.
(કોયા ભગતની કડવી વાણીમાંથી)

## ભજન

મન માછીડા હોડી હલકાર મન હરિ મલવાને
મારે જાવું છે પેલે પાર મન હરિ મલવાને (ટેક)
મન કરૂં મછવા ને, તન કરૂં તછવા;
જીવને કરૂં રખવાળ, મન હરિ મલવાને. મન.
આણી તીરે ગંગા ને પેલી તીરે જમુના,
વચમાં ખડા નંદલાલ મન હરિ મલવાને. મન.
મારી હોડીને હીરા રતન જડાવું:
ફરતી મેલાવું ઘુરઘરમાળ, મન હરિ મલવાને મન.
સોના બી દઉંગી ને રૂપા બી દઉંગી;
દેઉંગી ગલા કેરા હાર, મન હરિ મલવાને. મન.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ
વાલો ઉતારે ભવપાર મન હરિ મલવાને. મન.

## ભજન

નથી રહેવું નિશ્ચે જાવું જવાનું જરૂરીયાં રે. નથી
ઉંચી મેડી અજબ જરૂખા માથે તપે સૂર્યાં રે.
એવા નર ઉડી ગયા જેમ આકડાનાં તૂરીયાં રે નથી
જેની વાંહે ફોજો ફરતી ઘોડા ને ઘડુલીયાં રે.
એવા નર વહી ગયા જેમ પાણી કેરાં પૂરીયાં રે. નથી
કનકને કટોરે જમતા કેશર ને કસ્તુરીયાં રે.
ઓચિંતાનાં આણાં આવ્યાં સગાં રહ્યાં સહુ ફરીયાં રે. નથી
હરિ ભજી તમ થઇ જાવ રાજી માયાનામ જાુરીયાં રે
મૂળદાસ કહે છે પ્રાણી હાલોને હજુરીયાં રે. નથી

## એજ અચંબો મોટો.

જગતમાં એજ અચંબો મોટો જગતમાં એજ અચંબો મોટો. ટેક
ધન સંપત્તિ દંપતિ સુખ જ્યાં સંપતિનો રહે તોટો
સંતાનો અરથી કોડી ત્યાં તાંબીયો ના મળે ખોટો. જ.
વિદ્યાવાનને દિન જ રોળે મુરખ શાલનો જોટો
ગુણીઅલને ગોથાં ખવરાવે ના મળે દોરી લોટો જ.
કુલટાને સજ્જન સ્વામી ન સતીને શીર પતિ ખોટો.
મૃગનયની સ્ત્રી સૂરદાસને કુરૂપ કંદ્રપ જોટો. જ.
વૈભવીને ત્યાં વિધ વિધ વ્યાધિ વૈદ્ય ગૃહે દે દોટો
તંદુરસ્તને વિધિએ અરપ્યા કર કમંઢળ સોટો, જ,
ગુણ ભર્યાં ત્યાં રૂપની ખામી રૂપમાં ગડબડ ગોટો
માણી કહે મહા વિષધર તક્ષક છેક બનાવ્યો છોટો જ

'માણીલાલ'

# ભજન

જતી તો રહે જવાની, હરિના ભજન વિના (ટેક)

તરૂવર દેખી વા'લે વિસરામ કિધો આતમ અંદર રાજી છે

કંકુ વાર્ણી રે કાયા કામ નહિ આવે, કેશર વાર્ણી
રે તારી પાની. જતી

સુવા પછી રે અડ્યા બાળી રે મૂકશે ઉડી જાશ રે
તારી વાની જતી

જોબન જાતાં તારૂં કોઇએ ના જાણ્યું જરા પહોંચી
છાની માની. જતી

કાળાં ફીટી અડ્યા ધોળાં આવ્યાં આવી છે મોતની
નીશાની. જતી

જરાએ ઘેર્યો તને જમેના લીધો વાંસનાં વાસુદાં કેરી
હેલી જતી

જોધલ પરતાપે ભણે ભવાનીદાસ રંગ જાશે તારો રેલી જતી



# ઓ૩મ સંકીર્તન.

ઓ૩મ હી ઓ૩મ ઉચ્ચારેંગે, ભારત દેશ સુધારેંગે
અંદર ઓ૩મ બહાર ઓ૩મ ૐ ૐ ૐ
આગે ૐ પીછે ૐ ,, ,, ,,
બાયે ૐ દાયેં ૐ ,, ,, ,,
નીચે ૐ ઉપર ૐ ,, ,, ,,
સારી દિશાઓમેં ઓ૩મહી ઓ૩મ. ઓમ હી ઓ૩મ....
આઓ આઓ હમ મીલ જાવે
પ્રેમકી ગંગ બહાયેંગે....ભારત દેશ સુધારેંગે-ઓમહી
વિદ્યા કે બિન છોટે હૈ હમ
ઉસકો પઢ બડ જાયેંગે, ભારત દેશ સુધારેંગે-ઓમહી.
તપ સંયમસે તન મન શ્રમસે
ભારત દેશ સુધારેંગે
બ્રહ્મચર્યસે નિર્ભય હોકર
હમ બન વીર દિખાયેંગે ભારત દેશ સુધારેંગે-ઓમહી
કટી બદ્ધ હો તત્પરતાસે
સેવા લક્ષ બનાયેંગે....ભારત દેશ સુધારેંગે-ઓમહી.
ત્યાગી બનકર નમ્ર ભાવસે
સત્ય કે બાણ ચલાયેંગે....ભારત દેશ સુધારેંગે-ઓમહી.
દુષ્ટ દમનસે માતૃભૂમિકો
હમ સબ મુકત કરાયેંગે....ભારત દેશ સુધારેંગે-ઓમહી.

સ્વતંત્ર પંથ આગે બઢ કર
આઝાદી ઘર લાએંગે....ભારત દેશ સુધારેંગે–ઓમકી.

ઓમ સબાસે ખેલ કુદ કર
શકિતશાલી બન જાયેંગે....ભારત દેશ સુધારેંગે–ઓમકી.

દેશકી ખાતર સર્વ ત્યાગ કર
હમ સબ મર મીટ જાયેંગે ભારત દેશ સુધારેંગે–ઓમકી.

હમ સબ સેવક શરણુ ઓરૂમકી
ઓરૂમાદેશ નિભાયેંગે ભારત દેશ સુધારેંગે–ઓમકી

(આર્યસમાજ આણંદ તરફથી મળેલુ)



# આરતી.

જય જગદીશ હરે પ્રભુ જય જગદીશ હરે;

ભક્ત જનોંકે સંકટ (૨) ક્ષણમેં દૂર કરે—ઓં જય

જો ધ્યાવે ફલ પાવે દુ:ખ વીણસે મનકા—પ્રભુ (૨)

સુખ સંપતિ ઘર આવે (૨) કષ્ટ મિટે તનકા—ઓં જય

માત પિતા તુમ મેરે શરણ ગ્રહું કિસકી—પ્રભુ (૨)

તુમ બિન ઔર ન કોઈ (૨) આશ કરૂં કિસકી—ઓં જય

તુમ પુરણ પરમાત્મા, તુમ અંતરયામી—પ્રભુ (૨)

પરમ બ્રહ્મ પરમેશ્વર (૨) તુમ સબકે સ્વામી—ઓં જય

તુમ કરૂણા કે સાગર તુમ પાલન કરતા—પ્રભુ (૨)

મેં બાલક તુમ પિતા (૨) કૃપા કરો ભર્તા—ઓં જય

તુમ હો એક અગોચર સબકે પ્રાણપતિ—પ્રભુ (૨)

કિસ વિધ મિલુ દયામય (૨) તુમકો પ્રાણપતિ—ઓં જય

દીન બંધુ દુ:ખ હરતા તુમ રક્ષક મેરે—પ્રભુ (૨)

કરૂણા હસ્ત બઢાવો (૨) શરણ પડા તેરે—ઓં જય

વિષય વિકાર મિટાવો પાપ હરો દેવા—પ્રભુ (૨)

શ્રદ્ધા ભકિત બઢાવો સંતનકી સેવા ઓં જય

